શ્રી વીર વિદ્યોત્તેજક સભા ગ્રંથમાળા પુસ્તક ૭

# શ્રી પર્યુષણા પર્વની પવિત્રતા





: યોજક :

પ્રભુદાસ બેચરદાસ

પારેખ

: પ્રકાશક :

શ્રી વીર વિદ્યોત્તેજક

સભા–પાલણપુર

સંવત ૧૯૮૭ના શ્રાવણ વદ ૧૦ ને સોમવાર

તા. ૭—૯—૧૯૩૧

ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટિંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે

છાપ્યું, : : ઠે૦ પાનકોરના નાકા–અમદાવાદ.

# શ્રી પર્યુષણા પર્વની પવિત્રતા.

## ૧

## પર્યુષણા.

ચૈત્ર શુદી ૧૩ નો દિવસ **શ્રી મહાવીર ભગવાન**ના જન્મ કલ્યાણકનો દિવસ છે. તેમજ આસો વદ ૦)) નિર્વાણ કલ્યાણકનો દિવસ છે, તેવીજ રીતે શ્રાવણ શુદ ૫, **શ્રી નેમિનાથ** ભગવાનના જન્મ કલ્યાણકનો દિવસ છે, એ વિગેરે તે તે તીર્થંકર ભગવાન સાથે સંબંધ ધરાવતા પર્વ દિવસો છે. ત્યારે શ્રીપર્યુષણાપર્વ કોઈ તીર્થંકર ભગવાનના કલ્યાણકનો દિવસ કે એવું કોઈ પર્વ નથી પણ એકંદર જૈનધર્મનું ધાર્મિક પર્વ છે. અને તે દરેક જૈનો ભાદરવાની આસપાસ ઉજવે છે. સ્થાનકવાસી ભાઈઓ અને દિગંબર ભાઈઓ પણ આ પર્વ ઉજવે છે. જેવી રીતે આયંબીલની ઓળીઓ અને ચોમાસી ત્રણેય અઠ્ઠાઈ, તેમજ જ્ઞાનપંચમી, મૌન એકાદશી વિગેરે જૈનદર્શનના પર્વો છે.

**પર્યુષણા**—એટલે રહેવું. ચોક્કસ સ્થિર થઈ રહેવું. એવો શબ્દનો અર્થ થાય છે.

**ભગવાન મહાવીર પ્રભુ** જ્યારે જ્યારે ચોમાસું રહેતા હતા. ત્યારે તેઓ સ્થિર થઈને રહેતા હતા. ભગવાન મહાવીરદેવ અને **આદીશ્વર પ્રભુ**એ પર્યુપણા કરી છે. એટલે તેમના મુનિઓ પણ દરવર્ષે ચોમાસામાં પર્યુપણા કરતા હતા અને કરે છે.

એટલે પર્યુપણા પર્વનો જો કે મુખ્ય સંબંધ મુનિમહારાજાઓના ચોમાસામાં સ્થિર રહેવાની બાબત સાથે છે, એટલેજ ચતુર્વિધ સંઘ સાથે પણ તેનો સંબંધ છે.

શાસ્ત્રની મૂળ આજ્ઞા એવી છે કે: મુનિમહારાજ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ,

ભાવ જોઇને જે પ્રદેશમાં ચોમાસું રહ્યા હોય છે. ત્યાં કોઈ પ્રશ્ન કરે કે "મહારાજ શ્રી આપ પર્યુષણા કરશો કે ?" ત્યારે જવાબ આપે કે: "પાંચ દિવસે છીએ" આ મારી સ્મૃતિ પ્રમાણે જઘન્ય પર્યુષણા કહેવાય છે. અને ભાદરવા સુદ ૫ થી કારતક શુદ ૧૫ સુધીની ૭૦ દિવસની ઉત્કૃષ્ટ પર્યુષણા કહેવાય છે. તેમાં ખાસ કારણ શિવાય વિહાર કરી જ ન શકાય. **શ્રીકાલિકાચાર્ય** પછી ભાદરવા શુદ ૪ થી પર્યુષણા શરૂ કરવાનો રીવાજ છે.

એટલે **સાંવત્સરિક** પર્વ એ ખરી રીતે ઉત્કૃષ્ટ પર્યુષણાનો પહેલો દિવસ છે. અને તે દિવસની અગાઉથી ઉજવણી કરવાને મહિના અગાઉથી પંદર દિવસ આગાઉથી અને અઠવાડીયા અગાઉથી ધાર્મિક પ્રવૃત્તિ શરૂ કરવાના દિવસો તરીકે માસ ખમણ પાક્ષિક ખમણ અને અઠ્ઠાઇ ધર. આ ત્રણ દિવસો પ્રસિદ્ધ છે.

અને અઠ્ઠાઈ ધરથી આઠ દિવસ સુધી પર્યુષણાની આરાધના શરૂ કરવાનું એક અઠવાડીયું શરુ થાય છે. તેને પર્યુષણા અઠ્ઠાઈ કહેવામાં આવે છે.

## ૨

## પર્યુષણાના દિવસો.

૧ **અઠ્ઠાઇધર**—એ આઠ દિવસ અગાઉથી આરાધનાનો દિવસ છે. અથવા પર્યુષણા અઠ્ઠાઈનો પહેલો દિવસ છે. માટે તે તરીકે આરાધાય છે. આ દિવસે યથા શક્તિ તપ કરવામાં આવે છે, હાલ તે દિવસ શ્રાવણ વદ ૧૨ નો હોય છે.

૨ **શ્રાવણ વદ ૧૩** આ દિવસે પારણું હોય છે. છતાં આ પર્યુષણ અઠ્ઠાઈનો દિવસ હોવાથી તેમાં પણ ઘણા ભાઇઓ, બ્હેનો તપશ્ચર્યા કરે છે.

૩ **વદ ૧૪**—દરેક માસના દરેક પખવાડીયામાં આવનારૂં આ સામાન્ય પર્વ હોવાથી તે ત્યારે સામાન્ય રીતે ઉજવાય છે, છતાં પર્યુ-

પણાની વચ્ચે આવવાથી તેની ઉજ્જવળતામાં ઘણો વધારો થાય છે. તે દિવસે ઉપવાસ વિગેરે યથાશક્તિ તપ કરવામાં આવે છે. આ ત્રણેય દિવસોમાં અઠ્ઠાઇ વ્યાખ્યાન સંભળાવવામાં આવે છે. કારણ કે–આ પર્વની શી રીતે આરાધના કરવી ? અને તેમાં કયા કયા આચારો પાળવા, તેનું સામાન્ય રીતે શ્રાવક સમુદાયની દૃષ્ટિથી સમજાવવામાં આવે છે. અને પર્યુષણા વિષેના કર્તવ્યોને યાદ કરાવવામાં આવે છે.

૪ **શ્રાવણ વદી ૦)) કલ્પધર**—આ દિવસે કલ્પસૂત્રની ટીકાનું જાહેર વાંચન શરૂ થાય છે. તેથી તે જ્ઞાનની આરાધના માટે પણ ઉપવાસ વિગેરે તપ યથાશક્તિ કરવામાં આવે છે. એ રીતે ૧૪ શ અને કલ્પધર બન્ને પર્વો સાથે મળીને છઠ્ઠ ( બે ઉપવાસ ) કરવામાં આવે છે.

૫ **ભાદરવા સુદ ૧ મ—શ્રીમહાવીર પ્રભુ જન્મ દિવસ** કલ્પસૂત્રના વાંચનમાં ભગવાનની માતાને આવેલા ચૌદ સ્વપ્નો તથા ભગવાનનો જન્મ વંચાતો ભક્તો સાંભળે છે, તેથી તે વખતે પણ ચ્યવન કલ્યાણક અને જન્મ કલ્યાણકનો ઉત્સવ કરે છે. પરંતુ ખરી રીતે ભગવાન્ મહાવીર પ્રભુનો જન્મ ચૈત્ર શુદી ૧૩ ને દિવસે થયો છે. તોપણ નિક્ષેપાની દૃષ્ટિથી આ કલ્પસૂત્ર જેવા સૂત્રના શબ્દો દ્વારા સાંભળવામાં આવતા કલ્યાણકોનો પણ ઉત્સવ ભક્તોને માટે ઉત્તમ કર્તવ્યજ છે.

૬ **શુ. ૨ જ, તેલાધર**—આ શબ્દના બે અર્થ લાગે છે.

૧ ત્રણ દિવસ અગાઉથી આરાધના કરવાનો દિવસ છે. માટે તે દિવસથી પર્યુષણાની આરાધનો જઘન્ય તપ **અઠ્ઠમ** (ત્રણ ઉપવાસ ) કરવાની શરૂઆત થાય છે.

૨. " **તેલાધર દિન ત્રણ કલ્યાણક** " એટલે કે કલ્પસૂત્રની ટીકાનું વાચન તો ચાલુજ હોય છે: તેમાં ગયે દિવસે મહા-

વીર પ્રભુના બે કલ્યાણકો સાંભળવામાં આવ્યા અને આ દિવસે બાકીના ત્રણ કલ્યાણકઃ દીક્ષા, કેવળ, અને નિર્વાણ એ ત્રણ સાંભળવામાં આવે છે. માટે પણ તેની આરાધના.

૭ ,, **શુ. ૩ જ.** અટ્ઠમનો મધ્યમ દિવસ છે. અને તે દિવસે બાકીના ત્રણ પાર્શ્વનાથ, નેમિનાથ, અને આદીશ્વર પ્રભુના જીવનચરિત્રો તથા ભગવાન મહાવીર પ્રભુથી માંડીને થયેલા પટ્ટધર આચાર્યોના ચરિત્રો રૂપ **સ્થવિરાવળી** સંભળાવવામાં આવે છે.

૮ ,, **શુ. ૪. સંવચ્છરી**—આ દિવસ **મુખ્ય** અને **મહત્વનો** છે. જે ઉત્કૃષ્ટ પર્યુષણાનો **પહેલો દિવસ** છે. અને પર્યુષણાની આરાધનાની અઠ્ઠાઈ ( અઠવાડીયાં ) નો **છેલ્લો દિવસ** છે. તેમજ મુનિઓને માટે મુનિજીવનનો તે **એક મહાન્ દિવસ** છે. વર્ષે વર્ષે આવવાનો હોવાથી તે **વાર્ષિક પર્વરૂપ** પણ છે. અને તે દિવસે નવા વર્ષમાં પ્રવેશ કરવાનો હોવાથી અગાઉના વર્ષના પ્રાયશ્ચિત્તોની આલોચના પ્રતિક્રમણરૂપ **સાંવત્સરિક વાર્ષિક પ્રતિક્રમણ** અને તેના એક અંશ તરીકે **ક્ષમાપના** કરવામાં આવે છે. તેમજ દરેક જૈન બાળક બાળિકા સ્ત્રી પુરૂષ વિગેરે સર્વ "હજુ પણ જૈનસંઘ સંસ્થારૂપ **ધર્મતીર્થ** ના **સભ્ય** તરીકે ચાલુ છે." તે સૂચવવા વાસનિક્ષેપ રૂપ **પ્રાથમિક પ્રવેશક ક્રિયા** કરી નવા વર્ષને માટે પણ જૈન ધર્મની આરાધના માટે પોતાની ઇચ્છા અને તૈયારી વિષે ઇચ્છુક બની સભ્ય તરીકની ખાત્રી આપે છે. પર્યુષણાની આરાધના માટે કરવામાં આવેલા મહા તપોનું સામાન્ય ઉદ્યાપન પણ આ દિવસે જ કરવામાં આવે છે, અને તપસ્વીઓ વાસક્ષેપ નંખાવે છે.

---

## ૩
# શ્રી પર્યુષણાપર્વની આરાધના.

આ પર્વની આરાધના **પ્રસિદ્ધ** અને **મહત્ત્વની** છે, તેનું ખાસ કારણ એ છે કે:—

જો કે **ધર્મ** એ વ્યક્તિગત આરાધનાની વસ્તુ છે. છતાં તે **સામુદાયિક** રીતે પણ આરાધી શકાય છે. ધર્મ ના વ્યવસ્થાપકોએ બન્ને રીતે આરાધના કરવાની યોજનાઓ વિગતવાર સમજાવી છે, જો ધર્મ કલ્યાણકારક વસ્તુ તરીકે સાબિત છે. અથવા ધર્મ કલ્યાણકારક છે. એવી જેઓની માન્યતા છે, અને જેને તેની લગની લાગી હોય છે, તે તો સ્વયં કોઈને કોઈ પરિસ્થિતિમાં આરાધના કરેજ. તેને માટે હરેક ક્ષણ, પળ અને દિવસ વિગેરે આરાધનાનો વખત છે. અને કોઈ પ્રવૃતિમાં હોય તોપણ તે એક શ્વાસોશ્વાસ પણ ધર્મારાધનને વેગળો મૂકતા નથી. કદાચ મૂકે તો પણ જ્યારે પ્રસંગ મળે ત્યારે પાછો તેમાં લાગી જાય છે. એટલે તેને માટે કાંતો હમ્મેશ ધર્મ આરાધનાનો વખત છે અથવા કોઇ ચોક્કસ વખત નથી એમ કહીએ તો ચાલે. પણ આવા માણસો વિરલા [ એવા માણસોએ પણ સામુદાયિક પર્વની ઉત્તેજના ખાતર જેમ બને તેમ સૌની સાથેજ ભળવાની ભાવનાવાળા હોવું જોઇએ. નહીંતર યોજના પ્રત્યે અસહાનુભૂતિ દર્શાવ્યા બરાબર થાય, જે વિરાધના કહી શકાય. ]

પરંતુ દરેક જીવ સરખા નથી હોતા, એટલે તેને માટે બાહ્ય પ્રચારક આડંબરી સામગ્રી પૂર્વક એવી ગોઠવણ કરવા જરૂરની હોય છે કે જેથી તે ખેંચાઇને આરાધના કરે, યા અનાયાસે તે, તે માર્ગ-તરફ ખેંચાઈ આવે, તેમ છતાં કેટલાક એવા પણ પ્રાણીઓ હોયછે કે: જેઓને ખેંચવા માટે વધારે સર્વોત્કૃષ્ટ ઘટના કરવી જરૂરની હોય છે. એટલે ટુંકામાં પર્યુષણાપર્વ જૈનોનું જાહેર પર્વ છે, અર્થાત્ તેમાં બાળકો સ્ત્રીઓ અને કદી નહીં ભાગ લેનારાઓ પણ ભાગલે, એવી તેની આકર્ષક પ્રવૃત્તિ હોય છે, ને હોવી જોઈએ. છતાં તેની મહત્વતા

આટલી બધી છે તેનું ખાસ કારણ તો એ છે કે:—ધર્મપ્રવૃત્તિના કેન્દ્રરૂપ મુનિઓ કે જે ફરતા ફરતા હોય છે. તે પોતાના વતનમાં સ્થિર વાસ કરીને અમુક દિવસ રહેવાના છે એમ ધારીને, અને તેઓની સહાય તથા છાયાથી ધર્મારાધનમાં અધિક જોસ આવે છે, એ છે વાર્ષિક છેલ્લું પર્વ હોવાથી જેમ બને તેમ વધારેમાં વધારે રીતે આરાધના કરવી એ દરેક મુમુક્ષુ અને હમ્મેશના ખાસ ધર્મિષ્ટોને લાગણી થાય જ. તેથી તેવા ઉત્કૃષ્ટ કર્તવ્યો કરે એ સ્વાભાવિક છે. ત્યારે સામાન્ય જનસમાજ પણ પોતાની શક્તિ પ્રમાણે તેમાં ભાગલે છે. વચલો વર્ગ કોઇપણ પ્રકારની મધ્યમ દરજ્જાની આરાધના કરે છે, અશક્તો હોય તે જઘન્ય પ્રકારની પણ યત્કિંચિત્ આરાધના કરે છે, હવે જ્યારે પર્યુષણાની આરાધનાના પ્રકારોનું વર્ણન કરવાનું હોય ત્યારે ખાસ પાત્રોને ઉદ્દેશીને ઉંચા પ્રકારનું વર્ણન કરવામાં આવ્યું છે. યદ્યપિ તેવા આરાધકો દરેક સ્થળે અને દરેક વર્ષે કદાચ ન મળે, છતાં કોઈ સ્થળે વા કોઇ વખતે મળે, એ દૃષ્ટિથી અઠ્ઠાઇ વ્યાખ્યાનના ગ્રંથકારોએ એ રીતે ઉચ્ચ પાત્રોને ઉદ્દેશીને ગ્રંથ રચેલ છે. કે જે વ્યાજબી ગણાય, અને તેમજ કરવું જોઇએ.

હવે પર્યુષણાપર્વની આરાધના મહત્તા, પોતાને જૈનતરીકે માનનારે પોતાને જૈનધર્મનો અનુયાયી સમજ્યો હોય—ન સમજ્યો હોય તો તે સમજીને—ઉંચા પ્રકારે તેની આરાધના કરવી જોઇએ. એ તેની ફરજ જૈન તરીકે ગણાવવામાં આવી જાય છે.

દરેક જૈન પર્વ, મહત્વના પ્રસંગો, નાના પ્રસંગો, કે રોજની આરાધનામાં મૂળ મુદ્દાએ તો સરખાજ છે. સામાયિક, દયા, પૂજા, પ્રતિક્રમણ, તપ, ક્ષમા, શાંતિ, નિવૃત્તિ—ત્યાગ, બ્રહ્મચર્ય, મુનિસેવા, શાસ્ત્રશ્રવણ, વિગેરે વિગેરે.

તે બધા પર્યુષણાપર્વમાં ઉત્કૃષ્ટ કરવાના હોય છે. એટલી વિશેષતા છે, દાખલા તરીકે:—

**સામાયિક**—માં ૬૪ પહોરના પૌષધ વિગેરે કરે છે.

**દયામાં**, અમારિ ઘોષણા.

**પુજા:** મહોત્સવપૂર્વક પૂજા, સામુદાયિક મહાપૂજા, સર્વ ચૈત્યદર્શન, રથયાત્રા વિગેરે:

**ક્ષમા:**—સકળ સંઘ અને સર્વ જીવરાશિને ક્ષમાપના.

**પ્રતિક્રમણમાં**—સાંવત્સરિક મહાપ્રતિક્રમણ.

**નિવૃત્તિ**—આઠેય દિવસ ધંધારોજગારનો ત્યાગ.

**ત્યાગ** સાવદ્ય ખાનપાન તથા ઘણી આરંભિક પ્રવૃત્તિઓનો ત્યાગ.

**બ્રહ્મચર્ય પાલન**

**તપ:**—અઠ્ઠમ માસ ખમણ વિગેરે સુધીનું.

**મુનિભક્તિ:**—યથાશક્તિ દરેક પ્રકારની.

**શાસ્ત્રશ્રવણમાં**—કલ્પ સૂત્ર અસ્ખલિત રીતે ભક્તિ બહુમાન પૂર્વક સાંભળવું. વિગેરે વિગેરે જૈનધર્મની આરાધનાના ઉત્કૃષ્ટ પ્રયોગોથી તેની આરાધના કરવામાં આવે છે.

આ પર્વ સામાજિક, રાજકીય. આર્થિક, પ્રજાકીય, શારીરિક, શૃંગારિક, હાસ્યરસ પ્રધાન, યુદ્ધવીર પૂજા પ્રધાન, આનંદ રમ્મત ગમ્મતમય કે દેવદેવોની ઘટના સાથે કે કોઇપણ વિશિષ્ટ વ્યક્તિના જીવન સાથે સંબંધ ધરાવનારૂં નથીજ.

કેવળ આધ્યાત્મિક અને શુદ્ધ ધાર્મિક પર્વ છે. તેથી તેની આરાધના કરવાનો ધાર્મિક કાર્યો શિવાય બીજો કોઇ પ્રકારજ નથી. અને હોઈ શકેજ નહીં. હોવો સંભવિત કે ઉચિત પણ નથી. અને શક્ય પણ નથી. જો પરલોક, પુનર્જન્મ, મોક્ષ, આત્મા, તેનો વિકાસ, વિગેરે વસ્તુઓ માત્ર કલ્પના રૂપજ હોય તો આવા પર્વો નિરર્થક છે. પણ જો તે વસ્તુઓ સાચીજ હોય તો આ પર્વો આશીર્વાદરૂપ છે. અને તેની જેમ ઉજવળતા, આરાધ્યતા વધે, તેમ કરવા દરેકની ફરજ છે. તેમાં પણ આ જાહેર પર્વ હોવાથી, સ્વ અને બીજા બાળ આત્માઓના કલ્યાણ અને વિકાસનો લાભ થતો હોવાથી સ્વપર ઉપકારક છે. માટે જેમ વિશેષ ઉજવળ જણાય તેમ કરવું, એ વિશેષ ફરજ છે.

૪

## શ્રી [ પર્યુષણા ] કલ્પસૂત્ર.

પજ્જોસણામાં **કલ્પસૂત્ર** ખાસ વંચાય છે. બીજું કાંઇ વંચાતું નથી તેનું શું કારણ છે? તેને બદલે બીજું સૂત્ર વાંચવામાં આવે તો શો વાંધો? આ શંકાઓ ભલભલાને થાય છે, અને થઈ રહી છે, પણ ઉપાય શો? તેનું બરાબર સ્થાન લે, યા તો તેના કરતાં વધારે સારૂં અને દરેક રીતે યોગ્ય સ્થાન લે તેવું કાંઇ પણ જોઇએ ને? અને તેવું કાંઈ પણ હોય તો કલ્પસૂત્રને બદલે ભલે તે વંચાય, તેની સામે કોણ વાંધો લઈ શકે તેમ છે? પણ તે બનવું અસંભવિત જ છે. કલ્પસૂત્રનું જે સ્થાન, અને જે ઉચિત યોજના છે તે બીજી કોઈ રીતે સંભવિત થાય તેમ જણાતું જ નથી. કારણો નીચે પ્રમાણેઃ—

૧. કલ્પસૂત્રનું ખરૂં નામ પર્યુષણા કલ્પસૂત્ર છે, તેમાં પર્યુષણા કરનાર મુનિઓએ પર્યુષણા વખતે વરસાદને લીધે આવી પડતી મુશ્કેલીઓ પ્રસંગે કેમ વર્તવું? તેના રીત સર ખુલાસા આપવામાં આવ્યા છે, અને આચારો સમજાવવામાં આવ્યા છે, તો મુનિઓએ તે ખાસ વાંચી યા સાંભળી જવું જ જોઇએ, અને યાદી તાજી કરવી જોઇએ એ સામાન્ય વ્યવહારૂ બુદ્ધિથી સમજાય તેવી વાત છે. એક વાર સાંભળવા છતાં સ્મૃતિ તાજી રાખવા જ્યારે તે પ્રસંગ આવે ત્યારે સાંભળવું જ જોઇએ. યાતો નવીન મુનિઓ માટે પણ સંભળાવવું જોઇએ. એટલે પછી તે દર વર્ષે ખાસ વાંચવું અને સાંભળવું એવી હમ્મેશને માટે વ્યવસ્થા કરવામાં આવી, કે જે બરાબરા પ્રાસંગિક અને ઉચિત છે. તેને બદલે બીજું શું વાંચી શકાય? અને વાંચવું ઉચિત પણ શી રીતે? કારણકે તે પ્રસંગને માટે તેજ ઉચિત છે. જે વખતે જે કેસ ચલાવવાનો હોય છે તેજ કાયદાનું પુસ્તક વકિલ અવલોકે છે. માટે જાહેર વાંચન તરીકે મુનિઓ માટે તો એજ બરાબર

છે. માત્ર વ્યક્તિગત અને પ્રાસંગિક વાંચન માટે જેને જે પોતાની સગવડ પ્રમાણે વાંચન મનન કરવું હોય તો કોઈ પણ ધાર્મિક પુસ્તકની મનાઈ નથી જ.

૨. **પ્રત્યાખ્યાન પ્રવાદ પૂર્વમાંથી દશાશ્રુત સ્કંધનો** ઉદ્ધાર સંક્ષેપ ખાતર **ભદ્રબાહુ સ્વામીએ** કર્યો. તે **દશાશ્રુત સ્કંધના આઠમા અધ્યયન** તરીકે આ **પર્યુષણા કલ્પસૂત્ર** છે. જ્યારે આ કલ્પસૂત્રની રચના કરવામાં ન્હોતી આવી, ત્યારે **પ્રત્યાખ્યાન પૂર્વના** તે ભાગ સંભળાવવામાં આવતો હશે. પણ તે વિસ્તૃત અને દુર્ગમ હોવાથી તેમ જ પૂર્વો નષ્ટ થવાથી તે પણ તેજ સાથે નષ્ટ થાય, એ દૃષ્ટિથી ઉપયોગ પુરતો વિષય લઈ સંક્ષેપમાં **શ્રી ભદ્રબાહુ સ્વામીએ** આ ગ્રંથની રચના કરી. જેથી એ વિષયના જ્ઞાનનું જગતમાં અસ્તિત્વ ટકી શક્યું. કે જે આપણે જોઈ શકીએ છીએ. જો તેમ ન કર્યું હોત તો બીજી બાબતો પેઠે એ વિષય પણ અજ્ઞાત જ રહિત.

**પ્રત્યાખ્યાન પ્રવાદમાં** જે વસ્તુસ્થિતિ હશે તેનો તેવા પૂર્વધર શિવાય બીજો કોણ રહસ્ય ખેંચી શકે તેમ છે? કારણકે તેમની સામે એ પૂર્વ વિદ્યમાન હતું. તેઓ માન્ય પુરુષ હતા, અને જૈન દર્શનના તાત્કાલીન વ્યવસ્થાપક પણ હતા. તેઓ પછી એવા માન્ય અને વ્યવસ્થાપક કોઈ થયા નથી, છતાં આજે પણ કોઈ તેવા જ્ઞાની, સર્વ માન્ય અને ધર્મના વ્યવસ્થાક હોય, ને બરાબર પ્રસંગને અનુસરતું, ઉચિત જૈન ધર્મની માન્યતાને બંધ બેસતું પુસ્તક રચે, તો જરૂર તે પણ ચલાવવામાં કોઈ વાંધો ન લે, પણ તેમાંનું કાંઈ પણ એવું કોઈ વ્યક્તિ માટે હાલ સંભવિત હોય એવો સંભવ જ દેખાતો નથી.

૩. પ્રશ્ન એ રહે છે કેઃ— "શ્રી સાધુ સાધ્વીઓ ભલે ખાનગીમાં એ સૂત્ર વાંચે કે સાંભળે, પણ શ્રાવક વર્ગ માટે બીજું જોઈએ

ને?" કયું બીજું જાઇએ? તે નક્કી કરવામાં મતભેદ છે, અને મતભેદ હોય ત્યાં સુધી જે સર્વ માન્ય ન થાય તે જૈન શાસનનો એક નિર્ણય ન કહેવાય, અને તે નિર્ણયાત્મક પ્રવૃત્તિ તરીકે ગણાય જ નહીં. એ પણ એક મુશ્કેલી છે અને બીજું:—

૪. જ્યારે કલ્પસૂત્ર ખાનગી સંભળાતું હતું ત્યારે તેની દરેકને ઉત્સુક્તા રહેતી હતી. સમજાય કે ન સમજાય પણ ઉત્તમ ધ્વનિનું શ્રવણ પણ મંગળ રૂપ છે, ત્યારે તે કોઈ પ્રસંગમાં ( **ધ્રુવસેન રાજાના** પુત્ર શોક પ્રસંગથી ) જાહેર રીતે સકળ સંઘ સમક્ષ વાંચવાની પ્રવૃત્તિ થઈ, અને દરેક ખુશી થયા તથા પોતાને કૃત કૃત્ય માનવા લાગ્યા. હવે એ પ્રવૃત્તિ બદલીને દરેકની ભક્તિમાં કોણ અંતરાય પાડે? અને કદાચ કોઈ કરવા જાય, તો જેઓ ભક્તિ ધરાવે છે તેઓ તો વિરુદ્ધ જ પડે, અને પછી ફેરફાર થાય તે માત્ર સકળ સંઘનો એક નિર્ણય ન રહેતાં એક પાક્ષિક પ્રવૃત્તિ બની જાય. જેની સાથે જૈન શાસનના બંધારણને સંબંધ ન રહે.

અને કદાચ લાભાલાભની દૃષ્ટિથી વિરોધ છતાં પણ વિશિષ્ટ જ્ઞાની સર્વ માન્ય અને દૃષ્ટા પુરુષ પોતાની જોખમદારીથી શાસનનું હિત વિચારીને ફરજ પાડીને એ પ્રવૃત્તિમાં ફેરફાર કરી શકે, પણ તેવી વ્યક્તિ ક્યાં?

માટે જ્યાં સુધી એવી રીતે વ્યવસ્થિત જૈન શાસનની રીત પ્રમાણેના ધોરણથી ફેરફાર ન થાય ત્યાં સુધી જે પ્રમાણે પ્રવૃત્તિ નક્કી કરવામાં આવેલ છે, તેને વળગી રહેવું તેજ બરાબર અને કલ્યાણકર છે. આ શિવાય બીજો વિચાર કરવો, તે પણ અપાયકારક છે.

૫. ખરી વાત તો એ છે કે:—આ કલ્પસૂત્ર પર્યુષણા કલ્પ છે, અને તેમાં પર્યુષણના આચારો બતાવ્યા છે. એ તેનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય છે. અને તેજ પર્યુષણમાં વંચાવું જોઇએ. આ વાસ્તવિક

તત્ત્વ ન સમજવાને બદલે "મુખ્ય તથા ભગવાન્ મહાવીર વિગેરેના જીવનચરિત્રો, તેનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય છે" એમ સમજીને "તેમ જ એ ચરિત્રો તો સંક્ષેપમાંજ છે. તો તેને બદલે ખાસ વ્યવસ્થિત રીતે પ્રેરણાત્મક ચરિત્રો રચીને કેમ ન વાંચવા?" એ સમજથી આ પ્રશ્ન થાય છે. ખરી રીતે ચરિત્રો તો પ્રાસંગિકજ છે. જે આગળ ઉપર સમજાશે, પણ તેનું પર્યુષણા કલ્પ તરીકેની વસ્તુસ્થિતિ જાણ્યા પછી એ પ્રશ્ન થતોજ નથી.

૬. જ્યારે આ રીતે પર્યુષણા કલ્પસૂત્ર વાંચવું એજ વધારે ઉચિત છે, એવી પૂર્વાચાર્યોની વ્યાજબી વ્યવસ્થા આપણે તો જાણી શકીએ છીએ, ત્યાર પછીના દરેક આચાર્યો એ વાતને વળગીજ રહ્યા છે, તો પછી આપણને તેમાં શાસનના વહીવટના મૂળ ભાગમાં પરિવર્તન કરવાનું પ્રયોજન અધિકાર કે લાભ શો છે? તે સમજવું જોઇએ.

આમ દરેક રીતે કલ્પસૂત્ર વાંચવું આવશ્યક ઠર્યું અને તે સંઘ સમક્ષ પણ વંચાઈ ચૂક્યું, છતાં તે સમજી શકાવા ન લાગ્યું ત્યારે નિવૃત્તિમાં વખત જાય, તેમજ વિષય સમજાય, માટે ટીકાનું વાંચન કરી સમજાવવાની પ્રવૃત્તિ પણ મૂળ ધ્યેયને વળગી રહીનેજ કરવામાં આવી. (કોણે કરી તે મને માલૂમ નથી.)

૭. એવી રીતે મૂળ ધ્યેયને વળગી રહીને સર્વ માન્ય કાંઈ પરિવર્તન જૈન તત્ત્વની વિશિષ્ટ જ્ઞાની વ્યક્તિ દ્વારા સર્વ સંમત રીતે સકળ સંઘને હાથે કંઈ પણ પરિવર્તન થાય, કે તેવી વિશિષ્ટ નવી ટીકા રચાય, કે જે સર્વ મા ય તરીકે પ્રચારમાં આવે, તેની સામે મૂળ વહીવટને ખાસો વાંધો ન હોવાથી તે કદાચ સ્વીકારે પણ.

યદ્યપિ કલ્પસૂત્ર એવું ગંભીર સૂત્ર છે કે:—કોઈ પણ ટીકાકારની ટીકા તેનો એક અભિપ્રાય માત્ર કહી શકાય, તેમ જ બીજી ટીકાકાર અમુક અભિપ્રાયને ગૌણ રાખીને અને અમુકને મુખ્ય

કરીને કરી શકાય, એમ અનેક ટીકાઓ થઈ શકે એવો એ ગંભીર ગ્રંથ છે, પરંતુ હાલ તુરતમાં એવી કોઇની ટીકા માન્ય થાય તેવી સર્વ માન્ય વ્યક્તિ જોવામાં આવતી નથી, એટલે જે છે તેજ ઠીક છે, નહીંતર વળી એક નવો ઝગડો ઉભો થઇ જાય.

૮. કલ્પસૂત્રની વસ્તુ સંકલના સંક્ષેપમાં નીચે પ્રમાણે છે કે જેને લીધે પણ તેનું સ્થાન બીજાથી લઇ શકાય તેમ નથી.

૧ કલ્પસૂત્રમાં મુખ્ય વિષય પર્યુષણાના મુનિ આચારો બતાવવા એ છે. એ વાત અગાઉ આવી ગઈ છે.

૨ એટલેથી જ ન અટકતા શ્રોતા મુનિની વધારે ખાતરી માટે એ એમ કહે છે કે: "**આ પર્યુષણા ભગવાન્ મહાવીર દેવે પણ આચરી છે.** કે જે આપણા વર્તમાન શાસનના પ્રણેતા છે. જેના આપણે શિષ્યો છીએ અને જે આપણા પરમ ગુરુ છે, તેમણે આ પ્રવૃત્તિ આદરી છે. આપણે પણ આદરવી એમ તેની આજ્ઞા છે, તથા કલ્પસૂત્રમાં જે આચાર કહેવામાં આવે છે, તે પણ તેમણે જ બતાવેલો છે, માટે તે પ્રમાણથી આપણે તેમાં આદરવાળા થવું જોઇએ. જેમાં જૈન ધર્મની આરાધના અને આત્મવિકાસ છે."

વળી તમારે એમ જ સમજવાનું નથી કે ભગવાન્ મહાવીર દેવેજ જૈન ધર્મ ચલાવ્યો, માટે જ માન્ય રાખવો, "એક વ્યક્તિનું કાર્ય યોગ્ય છે." એમ કેમ માન્ય રખાય? એવો પ્રશ્ન થાય તો તેના જવાબમાં તીર્થંકરોના આંતરા બતાવીને સળંગ જૈન ધર્મના ઇતિહાસની ટુંકામાં સાંકળ જોડવામાં આવે છે, અને ઠેઠ **આદીશ્વર** પ્રભુથી માંડીને **પાર્શ્વનાથ** સુધીના બીજા સર્વ તીર્થંકરોએ પણ જૈન ધર્મનો ઉપદેશ આપ્યો છે, અને દરેક તીર્થંકરોનું મુખ્ય પ્રતિપાદન એક જ છે. માટે પણ એ આદરપાત્ર છે." પૂર્વાચાર્યોની વંશપરંપરા કહીને "તે દરેક જૈન ધર્મની મુખ્ય મુખ્ય માન્યતાના પ્રચારકો અને આચરનારા

હતા," **એમ દષ્ટાંતથી સમજાવે છે. જેઓના જીવન આપણા જૈન શાસ-** ઇતિહાસમાં વધારે જાણીતા છે. તે ચાર તીર્થંકરો કે જેઓના જીવનમાં કાંઇક કાંઇક વિશિષ્ટતા છે, તેઓ માત્ર પાંચ કલ્યાણકો–કે જે તીર્થંકરોના તીર્થંકરપણામાં મુખ્ય સહાયક તરીકેની મુખ્ય ઘટનાઓ છે. તેના સંક્ષેપ અને વિસ્તારથી પ્રાસંગિક નિરુપણ દ્વારા ગ્રંથને મંગળ મય બનાવવામાં ગ્રંથકર્તાની તીર્થંકરોના અદ્‌ભૂત ત્યાગ અને મહાનુ-ભાવક્તા જોઇ તેઓ તરફ હાર્દિક ભક્તિનો જ ઉભરો જણાય છે, અને શ્રોતાઓને સર્વ વસ્તુ ભૂલાવીને માત્ર તીર્થંકરો તરફ ખેંચવા પ્રેરાય છે, ને પંચકલ્યાણકોની આરાધના તરફ ખેંચે છે. તેમાં પણ ભગવાન્ **મહાવીર પરમાત્માના ચ્યવન કલ્યાણકના સૂચક ચૌદ સ્વપ્ના-ઓના** વર્ણનમાં પોતાની અદ્‌ભૂત કવિત્વ શક્તિ અને વર્ણનશક્તિ કરે છે, ત્યારે કેટલાકને આશ્ચર્ય થાય છે કે "આ શું? આવી નાની પ્રગટ બાબતમાં આટલું બધું બળ દાખવવામાં કેમ આવે છે?"

પરંતુ એમ નથી. એ પ્રસંગે ભદ્રબાહુ સ્વામી કાંઇ પણ કૃત્રિમ રીતે બળ બતાવતા જ નથી. કોઈ પણ વિષયનો સંક્ષેપ કે વિસ્તાર ઉપર તેમનો કાબુ છે, છતાં ધારેલા વિષયને પલ્લવિત કરવા જ્યાં જોઇએ ત્યાં પોતાના ગ્રંથના પ્રતિપાદ્ય વિષય તરીકે સંક્ષેપ કે વિસ્તાર ગ્રંથકારના હૃદયની ભાવના પ્રમાણે સ્વાભાવિક રીતે જ બની જાય છે.

મારી સમજ પ્રમાણે સ્વપ્નવર્ણન પ્રસંગે ગ્રંથકારની તીર્થંકર પ્રભુ પ્રત્યે ભક્તિ ઉભરાય છે, અને બીજાને પણ કેમ જાણે તેમાં ભગવાનો તરતા હોય, તેમ એ મહાદંડકોમાં એ વિચરે છે. **સિંહ, વૃષભ**, કે **હાથીનું** વર્ણન કરવું, ને તેમાં કાવ્યશક્તિ દાખવવી. એ ગ્રંથકારનું તાત્પર્ય નથી, પણ **ભગવાન મહાવીર પરમાત્મા** કેઃ– જેમણે જગતમાં આ પવિત્ર શાસનનો ઉપદેશ આપ્યો. પોતે કૃત કૃત્ય થયા અને અનેક જીવોને કૃત કૃત્ય થવાનો માર્ગ બતાવ્યો. જેના માર્ગના પોતે ગ્રંથકાર પરમશિષ્ય છે, કેવળ પ્રભુના ગુણો અને

શાસન પર ફીદા થઈને તેના માર્ગના એક મહાન્ શિષ્ય થયા છે, તેમાં પણ તે ભગવાનના મનુષ્ય જીવન પર એ ફીદા નથી, પણ તેના તીર્થંકરપણા ઉપર ખાસ ફીદા છે. ત્યારે તે તીર્થંકરપણાના ખાસ પ્રેરક ભગવાનના જીવનના મુખ્ય પાંચ પ્રસંગો છે, માટેજ તેને કલ્યાણક કહેવામાં આવ્યા છે. ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળ, નિર્વાણ ! આ પાંચ પ્રસંગો તીર્થંકરના જીવનની વિશિષ્ટ ઘટનાઓ છે. કારણ કે તે વિના તીર્થંકરપણાનો સંભવજ ઉડી જાય છે. એટલે તે ઉપર ભક્તિભર ગ્રંથકાર સૌથી પહેલું કલ્યાણક **જે ચ્યવન કલ્યાણક** તેના વર્ણન તરફ જ્યારે વળે છે, ત્યારે તે ચ્યવન કલ્યાણક રૂપ પવિત્ર ઘટનાના સૂચક એ ચૌદ સ્વપ્ન બને છે, તેથી મહાવીર ભગવાનનું તીર્થંકર તરીકે આ જગત્માં પ્રસિદ્ધ થવું, તે આખા બનાવમાં સૌથી પહેલ વહેલો બનાવ તેઓના આ જીવનમાં માતાને ચૌદ સ્વપ્નથી શરૂ થાય છે. એ સૌથી પહેલી ઘટના છે. તેના પહેલા આ જીવનની કોઈ ઘટના નથી. માટે એ ચ્યવન કલ્યાકની સાથે એ ચૌદ સ્વપ્નો પણ દ્રવ્ય નિક્ષેપના વિસ્તાર અર્થની દૃષ્ટિથી સશાસ્ત્રીય અને કુદરતી રીતે પૂજ્ય બની જવાથી તેના તરફ ગ્રંથકાર ભક્તિથી વળે છે, અને બીજાને વાળે છે.

આ રીતે **પર્યુષણા કલ્પસૂત્રની વિષય સંકલના** સમજાય છે.

આ સમગ્ર વિચારો પરથી જુદા જુદા વિજ્ઞાનો અને દ્રવ્યાનુયોગ વિગેરે યોગ્ય અનુયોગ દૃષ્ટિથી વિસ્તારથી ટીકા કરવામાં આવે તો ઘણીજ મોટી લગભગ લાખ શ્લોક પ્રમાણ ટીકા થવા જાય, છતાં જુદા જુદા જૈન ધ્યેયને ધ્યાનમાં રાખીને ટીકા કરી શકાય, પણ તે જૈનત્વને માન્ય થવી જોઇએ. જ્યાં સુધી તેવું સાધન ન થાય ત્યાં સુધી ચાલુ ટીકાઓથી સંતોષ અને આનંદ માનવો. માત્ર ભ્રમણાઓ અને આશાઓમાં પડીને પ્રાપ્ત થયેલ પર્વની આરાધનામાં ખામી ન લગાડવી. કારણકે ફરી પાછું આપણા જીવનમાં આવે કે કેમ? તેની કોણ ખાત્રી

આપી શકે ? ઘણી વખત આવા તર્કોથી સંશયમાં પડીને આરાધના ચૂકી જવાય છે, ને તેથી જે ધામિક લાભ જે મળતો હોય તેથી પણ પામર જીવ વંચિત રહે છે.

## ૫

## ઉપસંહાર.

આ ઉપરથી વાચક મહાશયો સમજી શકશે કે:—જૈનશાસનનું સર્વથી ઉજ્વળ અને જાહેર પર્વની કેવા ઉદ્દેશ ઉપર ઘટના કરવામાં આવેલી છે. તે સમજીને તેનું જેમ બને તેમ વિશેષ આરાધન અને સન્માન કરવા તૈયાર રહેવું. કેમકે;–તે પણ આત્મકલ્યાણનો એક માર્ગ છે. તેમાં ધર્મની આરાધના, શાસનની સેવા છે. અને ધર્મની આરાધનામાં સર્વ કલ્યાણ સમાયેલા છે.

જૈનધર્મ અને ભગવાન્ મહાવીરદેવની આજ્ઞા માનનાર પ્રત્યેક વ્યક્તિની ફરજ છે કે: આ પર્વ શુદ્ધ ધાર્મિક પર્વ હોવાથી તેનું આરાધન કેવળ ધાર્મિક ઉદ્દેશથી, એજ ધાર્મિક રીતભાત અને પદ્ધતિથી જ કરે. જો તે ધાર્મિક ઉદ્દેશ બીજા કોઈ પણ ઉદ્દેશ સાથે સેળભેળ કરીને તેના મૂળ સ્વરૂપમાં અણઘટતો ને સંબંધ વિનાનો ફેરફાર કરી તેને બગાડવું, કે તેમાં નવું જે તે વાતાવરણ ઉભું કરી તેના ધાર્મિક લાભથી પ્રજાને વંચિત રાખવા પ્રયત્ન ન કરવો એ પણ જૈન તરીકેની ફરજ છે.

કારણ કે:–જૈન શાસનના વ્યવહારૂ સર્વ વહીવટનો આધાર પણ આ પર્વ ઉપર વિશેષ છે. જ્યાં કાંઈ પણ પ્રવૃત્તિ ન હોય, તેવા માણસો અને તેવા ગામોમાં પણ ધાર્મિક ચૈતન્ય એ વખતે આવે છે. જ્યાં મુનિમહારાજાઓની હાજરી હોય છે, ત્યાં વિશેષ આવે છે. એકંદર આખા દેશમાં ધાર્મિક વાતાવરણ ફેલાય છે અને એ વખતે ધર્મના શાસનના ઘણા જાહેર અને યોગ્ય કામો થાય છે. સંગઠન અને

પ્રચાર કાર્યની દૃષ્ટિથી પણ એ પર્વ બહુ જ ઉપયોગી છે. એટલું જ નહીં પણ જૈનધર્મની બીજી મૂળ જડોની માફક આ પણ મૂળ જડ છે. તેને તોડવામાં કે બીજી રીતે દુરુપયોગ કરવામાં જૈનધર્મની જડ ઉખેડવાનું પાપ લાગે છે. આ પર્વની વચ્ચે આંતરો પાડવો, કે તેને બદલે બીજા કોઇ પર્વને વધારે લોકપ્રિય બનાવી આને ઝાંખુ પાડવામાં વિરાધના અને મહાપાપ છે. એમ મને જણાય છે. આવું ઉપયોગી, ધાર્મિક, સર્વગ્રાહી, પરંપરાગત, તથા અનેક મહાત્મા પુરુષોએ આરાધેલું બીજું કોઇ પર્વ નથી,. બની શકે તેમ નથી. બનાવીએ તો ટકે એમ નથી, ટકાવીએ તો એટલું લાભપ્રદ થવા સંભવ નથી. માટે બીજો વિચાર ન કરતાં જેઓની ધાર્મિક દૃષ્ટિ છે, તેઓએ આડાઅવળા સાચા ખોટા તર્ક ન કરતાં હાલ જે રૂપમાં છે તેજ રૂપમાં અને તેજ પ્રકારે તેની આરાધના માટે પ્રયત્નો કરવા. શિવાય બીજી ક્ષણિક બાબતો કે બીજી રીતો કે બીજી યોજના તરફ ધ્યાન ન આપવામાં જ ધાર્મિક હિત છે.

ધાર્મિક હિત શિવાયના પ્રજાકીય આપણા બીજા વ્યવહારૂ હિતો માટે જરૂરી યોગ્ય વ્યવહારૂ પગલા તેની રીતે લેવાને કોઈ રોકતું નથી. પરંતુ અલગ ક્ષેત્ર બાબત અલગ ક્ષેત્રમાં વિભાગથી પ્રયત્ન કરવાને બદલે આની સાથે મિશ્રણ કરી દેવાથી બન્નેમાંથી એકેય હિત સધાતું નથી. અને ઉભય ભ્રષ્ટતા છે. ધાર્મિક જીવનની અપેક્ષાવાળાએ ધાર્મિક પ્રસંગોનો ધાર્મિક દૃષ્ટિથી ધાર્મિક રીતે જ લાભ લેવો જોઇએ તેનો અર્થ એવો નથી કે બીજા જીવનના આવસ્ય પ્રસંગો માટે વિચાર ન કરવો ? અવશ્ય વિચાર કરવો. અને તેમાં પ્રયત્નો પણ કરવા. માત્ર કહેવાનો આશય એટલો જ છે કેઃ બન્નેનું મિશ્રણ ન કરી નાંખતા પોતપોતાની ક્ષેત્ર મર્યાદામાં તેને ઘટતા સાધનોથી તેને વિચારવા અને તેના પ્રયત્ન કરવા, જરૂર કરવા.

પર્યુષણા પર્વના આરાધન માટેના શાસ્ત્રકારોએ બતાવેલા

તમામ ધાર્મિક કાર્યોમાં ભાગ લેવો ને તેનું યથાશક્તિ પાલન કરવું. આ જાહેર પર્વની તમામ સામુદાયિક જાહેર પ્રવૃત્તિઓમાં રસપૂર્વક ભાગ લેઈ જે-બાળક, સ્ત્રી-વૃદ્ધ, ગરીબ, અજ્ઞ, સુજ્ઞ, વિગેરે તમામ જૈન નામ ધરાવનારની ફરજ એ છે કે જેમ બને તેમ એ પર્વની જાહેર ઉજવળતા કરવાથી બીજા અનેક જીવો તેનો લાભ લઈ શકે છે. ચાલુ પ્રજાના મનમાં આ પર્વની ભવ્યતા, અને પવિત્રતા ઠસે તો તેનો ભાવિ પ્રજાને ઉજવળ વારસો મળવાથી જનસમાજમાં વધારે વખત અને વધારે ઉંડે સ્થાઈ થવાથી ભવિષ્યના અનેક જીવોની આરાધનાની સગવડ માટે તે પર્વ લાંબો કાળ ચાલુ રહે માટે પણ આપણે તેની પવિત્રતામાં પ્રકાશ પૂરવો જોઈએ, એ આપણી અત્યારની ધાર્મિક ભાવના અને સંસ્થાના ટ્રસ્ટીઓ તરફની ફરજ છે.

અહીં એક પ્રશ્ન થશે કે વ્યાખ્યાન વિગેરેમાં ઘણાં માણસો વચ્ચે સંભાળાય નહી, તેમજ સમજાય નહી તો ત્યાં જઈને દૂર બેસી રહીને ઝોકાં ખાવાને બદલે ઘેર બેસી રહી શાંતિ અનુભવિએ કે કાંઈ વાચન કરીએ તો શું ખોટું ?

મારી સમજ પ્રમાણે આ વિચાર આરાધના તરફનો નથી પણ વિરાધના તરફનો જણાય છે, કારણકે:—

આ જાહેર પર્વના દરેક કાર્યક્રમમાં હાજરી આપવી એ આરાધનાનું પ્રથમ પગથિયું છે. ઉપરના કારણ બતાવીને હાજરી પણ ન આપનાર હાજરી આપવા રૂપ છેલ્લા લાભથી પણ વંચિત રહે છે. આપણી હાજરીથી આપણી સમ્મતિ, આપણી આરાધનાની ભાવના, બીજાને દાખલો લેવાનો પ્રસંગ, મળે છે. અને એમ દરેક વિચાર કરે, તો લોકસંખ્યા ઓછીજ આવે, પર્વની ઉજવળતામાં ક્ષતિ પાડયાનો દોષ લાગે. માટે દરેકે સંભળાય કે ન સંભળાય, સમજાય કે ન સમજાય, પણ ત્યાં હાજરી પુરીને પણ પોતાની આરાધનાની ઇચ્છા અને સર્વ કાર્યક્રમમાં સહાનુભૂતિ વ્યક્ત કરવા ખાતર પણ હાજર થવું જોઇએ.

સ્ત્રીઓ અને બાળકો શાંતિથી સાંભળે, એ ઉત્તમ માર્ગ છે, કદાચ ન સાંભળી શકાય તો શાંતિ રાખવી. બીજાને અડચણ ન કરવા છતાં કોઈ મોટી સંખ્યાને લીધે ગડબડ કરે તો તેને શાંત પાડવા પ્રયત્નો કરવા પરંતુ ત્યાંથી ચાલ્યા જવા કદી ન કહેવું. બાળકો શાંતિ રાખે તો ભલે નહીંતર બીજે તોફાન કરે, તેના કરતાં અહીં તોફાન કરે છતાં હાજરી આપે એ વધારે ઈષ્ટ છે, એમ કરતાં કરતાં એ ઉપાશ્રયનો અને ધર્મ સ્થાનનો પરિચય ગુપ્ત પણે કેળવે છે. એ ન કેળવેલ હોય અને આવા મોટા પર્વમાં પણ કોઇને કોઈ રીતે હાજરી આપવાનો પ્રસંગ ન મેળવ્યો હોય તો મોટી ઉમરે પણ પછી ઉપેક્ષા જ રહે છે. માટે સંગીન ધાર્મિક કેળવણીની દૃષ્ટિથી પણ સર્વ સંઘના અંગોએ હાજરી આપવી જરૂરની છે. એ દિવસોમાં બીજી કોઈ પણ જાહેર કે ખાનગી પ્રવૃત્તિ કે કાર્યક્રમોમાં બનતા સુધી કોઈ પણ બ્હાના કે નિમિત્ત નીચે ભાગ લેવામાં આરાધનાની ખામી છે.

લગ્ન, વિગેરે સામાજીક કાર્યોમાં પણ ભલે આપણે ઉપયોગી હોઇએ કે ન હોઇએ પણ તેમાં હાજરી આપવાનો જેમ કાંઇને કાંઇ અર્થ છે, તેવીજ રીતે બીજી પ્રવૃત્તિઓના જાહેર કાર્યક્રમોમાં પણ કાંઇને કાંઈ હાજરીનો અર્થ છે, તે પ્રમાણે અહીં ધાર્મિક પ્રવૃત્તિઓમાં પણ હાજરીનો અર્થ છે. અલબત્ત જેમ બને તેમ હાજરીનો જેમ સારો લાભ ઉઠાવાય તેમ જાગ્રત રહેવું. એ પ્રત્યેક વ્યક્તિની ફરજ છે, અને તેમાં પડતા વિઘ્નો દૂર કરવા, એ પણ બીજા ઉપર આધાર ન રાખતાં કે બીજાનો દોષ ન કાઢતાં સંઘના ટ્રસ્ટી તરીકે પોતાની અંગત ફરજ છે. દૂર ન થઈ શકે તો કોઇનો દોષ ન કાઢતાં પોતાની તેટલી નિર્બળતા સમજીને પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ માનવો એ કર્તવ્ય છે. આ રીતે કોઈ પણ ભળતી પ્રવૃત્તિ કે ભળતા વાતાવરણમાં એ દિવસોમાં વખત ગુમાવવો નહીં, અને આત્મ કલ્યાણકને ઇચ્છુ બીજે વર્ષે તેવી સગવડ મળશેજ તેની શી ખાતરી ? બાકી જેના દિલમાં ધાર્મિક રસ હશે, તેને તો દૂર બેઠા પણ કંટાળો ન આવતાં રસજ આવશે, પણ જેના દિલમાંથી

એ રસ સુકાએલો હોય છે, તેને ગમે તેવા ઉપાયોથી પણ રસ ઉત્પન્ન થવાનો સંભવ ઓછો છે. જેમ—જેને નાટકાદિક ઉપર કંટાળો છે, તેને તેમાં રસ નથી આવતો, પણ જે તેમાં રસિક છે, તેને બધાયમાં મજા પડે છે. માટે રસ એ અંદરની વસ્તુ છે. વીતરાગપણું પ્રીદા ચયેલા તેની મૂર્તિની શિલ્પની ચર્ચામાં નથી પડતો. તે તો ત્યાં ગમે તેવી વીતરાગ મૂર્તિમાંજ લદ્ધુ થાય છે, અને વીતરાગ પર પ્રીદાગિરિ નથી કેળવી તેને તેની મૂર્તિમાં પણ પ્રીદાગિરિ ન થાય એ સ્વાભાવિક છે. આ રીતે મારી સમજ પ્રમાણે પાલણપુરની **વીર વિદ્યોત્તેજક સભા** તરફની માંગણી ઉપરથી તેના **ભગવાન વીરની વિદ્યાના ઉત્તેજના** માટેના **ઉદ્દેશ પ્રમાણે** ખ્યાલ રાખીને આ નિબંધ લખવામાં આવ્યો છે. તેમાંની ભૂલચૂક કે અન્યથા પ્રતિપાદન માટે ક્ષમા આપી સુજ્ઞ સાધર્મિક બંધુઓ તેનો લાભ લેશે એવી આશા સાથે વિરમું છું.

| | |
|---|---|
| **પાનસર**<br>શ્રાવણ સુદ ૧૪ ૧૯૮૭ | **પ્રભુદાસ બેચરદાસ પારેખ.** |

